ખાતરી થવા માંડે છે અને તે જીજ્ઞાસુ અનન્ય નિષ્ઠાથી અધ્યાત્મ-માર્ગ ભણી વળે, તે પહેલાં આવી ખાત્રી જરૂરની છે, તેતો સ્પષ્ટ છે. આ ગુણને હિંદુઓ 'વિવેક' નામથી ઓળખે છે.

બીજું પગથીયું "પરિકમ્મ" અથવા કાર્ય વાસ્તે તૈયારીનું છે. અહીંયા મનુષ્ય પૂર્વ દેશના ધર્મગ્રંથો જણાવે છે તેમ કાર્યના ફળના ઉપભોગની આશા વિના તેમજ બદલા કે શિક્ષાની અપેક્ષા વિના શુભ ખાતરજ શુભ કર્મ આચરે છે; આ ગુણને વેદાન્તમાં વૈરાગ્યનું નામ આપવામાં આવ્યું છે.

ત્રીજું પગથીયું "ઉપચાર" છે. તેનો અર્થ ધ્યાન અથવા ચારિત્ર છે. હિંદુધર્મમાં જેને "ષટ્ સંપત્તિ" કહે છે તે ગુણો મેળવવાનું આ સ્થાન છે. તે ગુણો નિચે પ્રમાણે છેઃ–( ૧ ) શમઃ મનની શાંતતા અથવા મનોનિગ્રહ, જો કે તે ગુણ પ્રાપ્ત કરવો દુષ્કર છે, તોપણ માનસિક કાર્યની ફત્તેહને વાસ્તે અતિ અગત્યનો છે. (૨) દમ–મનોનિગ્રહને લીધે વચન તેમજ કાર્યપર તેવા પ્રકારનો નિગ્રહ. ( ૩ ) ઉપરતિ–ધર્માંધતાનો ત્યાગ કરવો તે. કોઇપણ ધર્મે જણાવેલા કાર્ય અથવા ક્રિયાની આવશ્યકતામાં તેમજ ઉપયોગીપણામાં શ્રદ્ધા અને તેને લીધે વિચારની સ્વતંત્રતા અને વિશાળ ઉદાર સહનશીળતાનો ઉદ્‌ભવ. ( ૪ ) તિતિક્ષાઃ–કર્મના પરિણામરૂપે મળેલા સુખ દુઃખને શાંત મનથી સહન કરવું તે. કોઈ પણ મનુષ્ય દુઃખ પમાડવામાં સાધનભૂત થાય તેના તરફ દ્વેષનો અભાવ. (૫) સમાધાન અથવા મનના એકાગ્રતા; કોઇ પણ પ્રકારની લાલચથી મનની સ્થિરતાનો ભંગ ન થાય તે. (૬) શ્રદ્ધા. ગુરૂમાં તેમજ પોતાના આન્તર દૈવી સ્વભાવમાં વિશ્વાસ.

ચોથું "અનુલોમ" ક્રમવાર ચડવું તે. ઉપર જણાવેલા ગુણો-માંથી સ્વાભાવિક પરિણામરૂપે તે ગુણ આવે છે. ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ જોડે સંયોગની તેમજ મુક્તિ-નિર્વાણની અનિવાર્ય ઇચ્છા (મુ-મુક્ષા) નું આ સ્થાન છે.

પાંચમું પગથીયું "ગોત્રભૂ" નું છે. આ શબ્દનો અર્થ ગુપ્ત જ્ઞાન (રહસ્ય) ની દીક્ષાને વાસ્તે અધિકારીપણું એમ થાય છે. અહીંયાં તે પોતાના સર્વ ગુણોને એકત્ર કરે છે. અને હવે અદીક્ષિત અવસ્થા-માંથી દીક્ષિત અવસ્થામાં પ્રવેશ કરવાને તૈયાર થાય છે.

અહીંયાં જણાવવું જોઇએ કે, ઉપર જણાવેલા સર્વ ગુણો નવા ઉપાસકમાં સંપૂર્ણ ખીલેલા હોવા જોઇએ એવી તેની પાસેથી આશા રાખવામાં આવતી નથી. અથવા તે ગુણો એક પછી એક અનુક્રમે મેળવવા જોઇએ તેમ પણ નથી. તે ઉપાસકે એકજ સમયે ચારિત્ર યોજનાના કાર્યમાં, ધ્યાનની દિશામાં અને ઉપર જણાવેલા માર્ગાનુસાર ઉન્નતિ મેળવવાના કાર્યમાં પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઇએ. પોતાની આગળ ઉન્નતિને વાસ્તે કેવું વિશાળ ક્ષેત્ર છે, તેના સાભિજ્ઞ (conscious) જ્ઞાનસિવાય પણ (ગોત્રભૂ) શબ્દે સૂચ-વેલે પગથીએ બાહ્ય ધર્મમાં ગુંથાયેલા અથવા કોઇ પણ ખાસ ધર્મ વિનાના ઘણા પુરૂષો આવી શકે છે અને આવવા જોઇએ. અને 'ગોત્રભૂ' તે કોણ? આ પશ્નના ઉત્તરમાં બુદ્ધદેવે જણાવ્યું છે કે જે સામગ્રી દ્વારા આત્માને પવિત્ર બનાવવાના કાર્યનો આરંભ થાય-છે, તે સામગ્રીસંયુક્ત મનુષ્ય તે 'ગોત્રભૂ' છે.

આ અદીક્ષિત અવસ્થાના વિભાગની પેલી પાર કેવળ શુદ્ધ માર્ગના ચાર વિભાગ છે. અને આ પગથીઆ પર થઇને પસાર

ચતાં, જે સંયોજન—બંધન તેને જન્મમરણનાં ચક્ર સાથે બાંધે છે, અને નિર્વાણ પ્રાપ્ત કરતાં અટકાવે છે, તે દશ સંયોજનથી ઉપાસકે મુક્ત થવું જોઇએ. હવે થોડી ફતેહથી ચાલી શકે તેમ નથી. હવે તો જે તૃષ્ણાઓ શિષ્યને બંધનકર્તા છે તેમાંથી તેણે મુક્ત થવું જ જોઇએ. અને આ પગથિયાપર એવા વિશાળ ગુણો મેળવવાની આવશ્યકતા છે કે, માર્ગના આ વિભાગમાંથી પસાર થતાં સાત જન્મની જરૂર પડે છે, એમ ધર્મશાસ્ત્રો જણાવે છે. દરેક વિભાગ બીજા વિભાગથી ખાસ દીક્ષા ક્રિયા ( initiatoin ) થી જૂદો પડે છે. પ્રથમ વિભાગને " સોત્તાપત્તિ " અથવા ' સોહન ' કહેવામાં આવે છે. અને સોવાની અથવા સોતાપન્ન (જેણે 'પ્રવાહ' માં પ્રવેશ કર્યો છે એવો આત્મા ) કદાચ 'માર્ગ'થી વિમુખ થાય, કોઇક સમયે તે નિષ્ફળ નિવડે, અને કોઇક સમયે પોતાની ઉન્નતિમાં વિલંબ કરે, તે છતાં પણ તે પગથીઉં તેણે કદાપિ પ્રાપ્ત ન કર્યું હોય તેવો તો કદી તે બને નહિ. આ ઠેકાણે ત્રણ બંધનો તોડવા યોગ્ય છે. (૧) આત્મભ્રાન્તિઃ ઉપાધિને જીવરૂપ માનવામાં અને પોતાના આત્માને સમસ્ત આત્મા (પરમાત્મા ) કરતાં ભિન્ન માનવામાં અને તેથી તેનો પોતાનો સ્વાર્થ તેના જાતિ ભાઇઓના સ્વાર્થનો વિરોધી છે તેમ ગણવામાં આત્મભ્રાન્તિનો સમાવેશ થાય છે. (૨) શંકા અથવા અનિશ્ચય; મનુષ્યના સ્વભાવ અને ભવિષ્ય વિષેના મૂળસત્યનું પોતે અપરોક્ષ ( direct ) જ્ઞાન પ્રાપ્ત કરીને અથવા સુપ્રસિદ્ધ બુદ્ધિગમ્ય જ્ઞાનની શ્રદ્ધાવડે શંકાને દૂર કરવાની છે; પણ **અંધશ્રદ્ધાથી તે શંકાનું સમાધાન કરવાનું નથી.** (૩) વ્હેમઃ હૃદયશુદ્ધિ અર્થે બાહ્ય ધર્મની કોઈ પણ ક્રિયા અથવા કાર્ય ઉપર આધાર રાખવો તેનો સમાવેશ 'વ્હેમ ' માં થાય છે.

બીજું મ્હોટું ઉચ્ચ પગથિયું "સકૃદાગામી" નું છે. આ સ્થાનમાં કોઇ પણ ખાસબંધનને તોડવાના નથી. પણ તે સમય માનસિક અને અતીંદ્રિય શકિતની ખાસ ઉન્નતિનો છે.

ત્રીજું ઉચ્ચ પગથીયું "અનાગામી"નું છે. અનાગામી એટલે જેને ફરી જન્મ લેવાનો નથી તેવો પુરૂષ; આ સ્થાનમાં વિષયોપભોગ પ્રતિની આસકિતનો સર્વાંશે ત્યાગ કરવો જોઇએ. ક્રોધ અથવા દ્વેષ અને તેના સંબંધી પુરૂષોની ઉપાધિના રાગને વાસ્તે તેના હૃદયમાં કાંઇ પણ સ્થાન મળવું જોઇએ નહિ; રાગનો ત્યાગ કરવો તે ઉપરથી શુદ્ધ અને ઉત્તમ પ્રકારનો પ્રેમ જે જીવાત્માઓ વચ્ચે સાંકળરૂપ છે, અથવા જે પ્રેમ વિશાળ સર્વગત (universal) અને સર્વ પ્રાણીપ્રતિનો છે, તેનો ત્યાગ કરવાનો નથી.

ચોથું પગથીયું "અર્હત્"નું છે. અર્હત્ તે યોગ્ય વંદનીય પુરૂષ છે. આ સ્થાનમાં બાકીનાં પાંચ બંધનના શેષ ભાગને પણ દૂર કરવો જોઇએ. તે નીચે પ્રમાણે છે:-(૧) શરીરમાં જીવનેચ્છા, ગમે તેવા ઉચ્ચ પ્રકારનું શરીર હોય તોપણ તેમાં જીવવાની ઇચ્છા (૨) શરીરરહિત જીવનેચ્છા(૩) માન: માનનો ત્યાગ એટલે પોતાની મહત્વતાનો તેમજ કાર્ય સિદ્ધિના ભાનનો અભાવ; ઉચ્ચનીચ વિષે ભેદાભાવ; સર્વને એક રૂપ માનવું તે (૪) આત્મસ્થિરતાનો અભાવ; પોતાની ઉપર આવી પડતાં સંકટથી આત્મસ્થિરતાના ભંગનો અથવા ચંચળતાનો સંભવ; (૫) અજ્ઞાન. અજ્ઞાન દૂર કરવું એટલે સંપૂર્ણ જ્ઞાન મેળવવું તે. આપણા હાલના સૂર્યમંડળને લગતી અનુભવ સિદ્ધ (practica) સર્વજ્ઞતા-

આ પગથીયું મૂકયું કે મનુષ્ય "અશેખ" બને છે તેને હવે કાંઇ વધારે જાણવાનું રહેતું નથી. તે 'નિર્વાણી' કહેવાય છે " જે

કોઇ એમ શિખવે કે નિર્વાણ એટલે નાશ થવો, તો તેમને કહેવું કે તેઓ જૂઠું બોલે છે. જો કોઇ એમ શિખવે કે નિર્વાણ એટલે જીવવું તો તેમને કહેવું કે તેઓ ભૂલ કરે છે. તેઓના પરિમિત જ્ઞાનની પેલી પાર શું છે, તેમજ કાળરહિત, આકારથી પરિમિત જીવનરહિત આનંદ શું છે, તે તેઓ સમજતા નથી. ”

આવી ઉચ્ચ અને ભવ્ય સ્થિતિ પ્રાપ્ત કરનાર પુરૂષ સંબંધી “મેત્તાસૂત્ર”માં નીચે પ્રમાણે જણાવેલું છે. જે માતા પોતાની જીંદગીના ભોગે પણ પોતાના એકના એક બાળકનું રક્ષણ કરે છે તે માતા જેવી રીતે પ્રેમ રાખે છે તેવો પ્રેમ સર્વ પ્રાણીપ્રત્યે રાખો. અમર્યાદિત શુભેચ્છા-પ્રેમ સકળ જગતમાં ઉંચે નીચે સર્વ બાજુએ સંપૂર્ણ રીતે ભેદભાવ કે વિરોધવિના પ્રસરે. જ્યારે મનુષ્ય જાગતાં -ઉંઘતાં-બેસતાં-સૂતાં સર્વ સમયે આવી મનની સ્થિતિમાં રહે છે ત્યારે ‘આ જીંદગીમાં પણ ઉચ્ચ પ્રકારની પવિત્રતા મળી શકે’ એવું ઉત્તમ કથન ખરૂં પડે છે. બુદ્ધનું શિક્ષણ મનુષ્યના આત્માને વાસ્તે જગદ્દ્ધારક અને મનુષ્ય જાતિના પાળક થવાનું આવું ભવ્ય અને સર્વોત્કૃષ્ટપદ દર્શાવે છે. પણ તેનો આરંભ જગતમાં તેમજ ગૃહમાં સદ્ગુણી જીવન ગાળવામાં થવો જોઇએ.



ચરિત્રમાળાઃ પુસ્તક ૨ જું.

# શ્રી બુદ્ધનો ઉપદેશ.

પ્રયોજક-મણિલાલ નથુભાઇ દોસી. બી. એ
રતનપોળ, અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૩૦૦.

પ્રકાશક-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
મંત્રી-ભિક્ષુ-અખંડાનંદ.
કાલબાદેવી, મુંબઈ.

સંવત ૧૯૬૮ માર્ગશીર્ષ. (પ્રથમ વર્ષ.)

અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.

ચરિત્રમાળાના પ્રથમ પુસ્તકરૂપે શ્રી બુદ્ધ ભગવાનનું ચરિત્ર આવે તેની સાથેજ તેમના ઉપદેશો અપાય તો વધારે સારૂં, એમ સમજીને બીજા પુસ્તક દાખલ તે રજુ કરવામાં આવે છે. જેમાં શ્રી બુદ્ધ ભગવાનનું ધર્મપદ અને શ્રી બુદ્ધનાં વિવિધ શિક્ષણો ઉપરાંત, બુદ્ધ ધર્માનુયાયી મહારાજા અશોકના સુબોધક શિલા લેખોના ભાષાન્તરનો સમાવેશ થયેલો જણાશે.

શ્રી બુદ્ધ ભગવાનના આ ઉપદેશો બુદ્ધધર્માનુયાયી જનો માટેજ ઉપદેશાયલા હોય તો પણ એકંદરે તે સર્વ મનુષ્યોને ઉપયોગી જણાયાથીજ તેની પસંદગી કરવામાં આવી છે. ઉન્નતિના દરેક અભિલાષીને માટે આ ઉપદેશો ઉત્તમ જ્ઞાન અને સદ્‌ગુણોની વૃદ્ધિ તથા દૃઢતા કરનારા અને શુભ ધર્મ, કર્મ અને વિચારોમાં આગળ વધવાનું બળ–ઉત્તેજન આપનારા અનુભવાયા વિના રહેશે નહીં.

ચરિત્રમાળાના પ્રથમ પુસ્તકની છાપમાં કેટલીક ન્યૂનતા જણાશે, આ કામ માટે ખાસ જુદી જાતના તૈયાર કરી મંગાવેલા કાગળોપર એ પુસ્તક પહેલુંજ છપાયલું હોવાથી તેમ બન્યું છે. આ અનુભવ પછી છપાવવાની ગોઠવણમાં જે ફેરફાર કરવામાં આવ્યો છે તેને લીધે આ બીજા પુસ્તકની છાપમાં મનમાનતો સુધારો થએલો વાંચનાર જોશેજ. 'ચરિત્રમાળા'માં એવીજ છાપ હવે પછી પણ આવતી રહેશે.

આ સાથે આપેલા ચરિત્રમાળાના નિયમો તથા લેખકની પ્રસ્તાવના તરફ દરેક વાંચનારનું ખાસ ધ્યાન ખેંચી. હરિઃ ૐ તત્સત્.

ભિક્ષુ–અખંડાનન્દ.

'મંત્રી' સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય.

# પ્રસ્તાવના.

હિંદુ લોકોને જેવી ભગવદ્‌ગીતા પ્રિય છે, મુસલમાનોને કુરાન પ્રિય છે, ખીસ્તી લોકોને બાઇબલ પ્રિય છે, તેટલોજ આ ધમ્મપદ ગ્રન્થ બૌદ્ધોને પ્રિય છે. આ ગ્રન્થમાં જૂદા જૂદા ૨૬ વિભાગ પાડવામાં આવ્યા છે; અને દરેક વિભાગમાં કેટલાક જૂદા જૂદા શ્લોકો આપવામાં આવ્યા છે. આ દરેક વિભાગના શ્લોકો એક શાથે બોલાચેલા નથી. શ્રી બુદ્ધ દેવ પ્રાતઃકાળમાં ઉઠી પોતાના ભવિષ્ય જ્ઞાનદ્વારા એ વિચાર કરતા હતા કે આજ હું કોનો ઉદ્ધાર કરૂં ? આજે મારી મદદ મેળવવાને કોણ યોગ્ય છે ? આ પ્રમાણે વિચાર કરી જૂદે જૂદે સ્થળે તે જતા અને જ્યાં જેને જેટલો યોગ્ય હોય ત્યાં તેને તેટલો ઉપદેશ આપતા હતા. આ પ્રમાણે જૂદે જૂદે સ્થળે શ્રી બુદ્ધદેવે ઉપદેશેલા શ્લોકોનો આ ગ્રન્થમાં સંગ્રહ છે. દરેક શ્લોકને લગતું એક કથાનક છે. જ્યાં સુધી આ કથાનક આપણા જાણવામાં ન આવે ત્યાં સુધી તે શ્લોકનું ગૌરવ આપણા સમજવામાં ન આવે એ સ્વાભાવિક છે. માટે આ શ્લોકોમાં પૂર્વાપર સંબંધ ન દેખાય તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. શ્રી બુદ્ધ ઘોષે આ ગ્રન્થ ઉપર વિસ્તારથી ટીકા લખેલી છે, અને તે દરેક શ્લોકને લગતો ઇતિહાસ તેમાં આપેલો છે.

આ ગ્રન્થ પાલી ભાષામાં લખાયેલો છે, તે તે વખતમાં મગધ, કાશી, કોશળ વગેરે બંગાલના પૂર્વ ભાગમાં બોલાતી ભાષા હતી. હાલ તો આ બુદ્ધ ધર્મના ગ્રન્થોની પાલી ભાષા જૈન ધર્મના ગ્રન્થોની માગધી ભાષાની માફક ભાગ્યેજ વપરાશમાં આવે છે. આ બન્ને ભાષાઓને ઘણો નિકટનો સંબંધ છે, અને બન્ને સંસ્કૃતની પુત્રીઓ છે. સંસ્કૃત ભાષા જ્યારે શિષ્ટજન વાપરતા, ત્યારે બાળકો, સ્ત્રીઓ, મંદ બુદ્ધિવાળા, નોકરો વગેરે પાલી કે માગધી ભાષા વાપરતા હતા. સમગ્ર મનુષ્યોને આ ઉમદા સિદ્ધાંતોનો લાભ મળે, તેવી અનુગ્રહ બુદ્ધિથી આ ભાષામાં ઉપદેશ આપવામાં આવ્યો હતો.*

---

*बालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्रकांक्षिणाम् ॥
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥ १ ॥

આ પાલી અને માગધી ભાષા સંસ્કૃતમાંથીજ ઉત્પન્ન થયેલી છે. જો સંસ્કૃતના જાણનાર વિદ્વાનો આ ભાષાઓના અભ્યાસ પાછળ લક્ષ આપે તો ઘણા થોડા સમયમાં તે ભાષામાં નિપુણતા મળી શકે; અને આ ભાષાઓનું જ્ઞાન પ્રાચીન ગ્રન્થોનો ઉદ્ધાર કરવામાં ઘણુંજ મદદગાર નીવડે.

૧૮૭૯ માં પ્રોફેસર મેક્ષમુલરે આ ગ્રન્થનું અંગ્રેજી ભાષામાં ભાષાન્તર કર્યું, ત્યાર પછી જુદા જુદા રૂપમાં ઘણી ભાષાઓમાં તેનું ભાષાન્તર થયું છે. ચીનની ભાષામાંથી સેમ્યુઅલ બીલે પણ અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે, સને ૧૮૯૮ માં કલકત્તાની બુદ્ધિસ્ટ ટેક્ષ્ટ સોસાયટીએ બુદ્ધ ઘોષની ટીકા સહિત આ ગ્રન્થ પ્રકટ કર્યો છે. ગુજરાતીમાં પ્રથમ સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રે આ ગ્રન્થનું ભાષાન્તર પ્રકટ કર્યું હતું. હિંદુસ્થાનીમાં મૂળ સુદ્ધાં આરાકાન નિવાસી ભિક્ષુ ચંદ્રમણિએ તે પ્રસિદ્ધ કર્યો છે.

આ ભાષાન્તર કરવામાં પણ ઉપર જણાવેલાં ઘણાંખરાં ભાષાન્તરોની મદદ લીધી છે, અને તે માટે તે સર્વે લેખકોનો હું આભાર માનું છું. સરલ અને સમજાય તેવી ભાષામાં આ મહાન્ ગુરૂનાં વચનામૃતો રજુ કરવાનો પોતાને પ્રસંગ મળ્યો, તે માટે પોતાની જાતને આ લેખક ભાગ્યશાળી માને છે. જેના સમયમાં હિંદનો સૂર્ય મધ્યાન્હકાળે પહોંચ્યો હતો, તે પ્રતાપી બૌદ્ધ ભૂપતિ મહાન્ અશોકના શિલાલેખો પણ આ ગ્રંથમાં આપવામાં આવેલા છે કે જેથી બૌદ્ધ ધર્મના વિશાળ સિદ્ધાંતોની કેવી અસર થવા પામી હતી તેનો વાચકવર્ગને કાંઇક ખ્યાલ આવે. વળી શ્રી બુદ્ધનાં વિવિધ શિક્ષણો પણ આપવામાં આવ્યાં છે કે જેથી લોકોને જુદી જુદી બાબતો ઉપર બુદ્ધધર્મના વિચારો જાણવાનો પ્રસંગ મળે. આ સંબંધમાં લખવા યોગ્ય ઘણું છે પણ હાલ તો જે કાંઇ ઉપયોગી હાથ લાગ્યું તેટલું વાચકવર્ગ આગળ ધરી આનંદ માનું છું.

રતનપોળ—અમદાવાદ.
તા. ૧-૧-૧૯૧૨

મણિલાલ નથુભાઈ દોશી.

# વિષયાનુક્રમ.

## ધર્મપદ.

## શ્રી બુદ્ધનાં વિવિધ શિક્ષણો.

## પ્રતાપી બૌદ્ધ રાજા મહાન્ અશોકના શિલાલેખો.

શાસન.





# ચરિત્રમાળાની યોજના.

જેમાં ચરિત્રોના સાહિત્યની મહત્તા; ચરિત્રોના સાહિત્યના બહોળા પ્રચાર માટે તે સસ્તું હોવાની જરૂર; સાહિત્યને સસ્તું કેવી રીતે કરી શકાય? ચરિત્રમાળાની શરૂઆત; ચરિત્રમાળાના નિયમો; ચરિત્રમાળાદ્વારા આપવા ધારેલાં ઉત્તમ ચરિત્રો; અને આમંત્રણ, એ વિષયો છે—

## ચરિત્રોના સાહિત્યની મહત્તા.

શરીરની કે ધનની, મનની કે વાણીની, વ્યવહારની કે પરમાર્થની, કોઈ નહિ ને કોઇ પણ પ્રકારની શ્રેષ્ઠતા મેળવવાની શુભેચ્છા કયા મનુષ્યના હૃદયમાં નહિ હોય? એવી ઇચ્છાવાળા દરેક મનુષ્યે, વિવિધ પ્રકારની શ્રેષ્ઠતા મેળવી ચૂકેલાં અનેક મહાન્ સ્ત્રી પુરૂષોનાં ચરિત્રો અવશ્ય વાંચવાં જોઇએ.

જગતમાં અગાઉ થઈ ગયેલાં અને વર્તમાન સમયનાં અનેક મહાન્ નરનારીઓના કયા અસાધારણ ગુણોને લીધે મહાન્ જનોમાં ગણના થઈ, તે ગુણો તેઓએ કેવી રીતે મેળવ્યા, કેવી રીતે દર્શાવી આપ્યા, અને અસાધારણ કસોટીના તેમજ લાલચોના પ્રસંગોમાં તે કેવી રીતે ટકાવી રાખ્યા, એ વિગેરે બાબતો તેઓનાં જીવનચરિત્રોમાં એવી રીતે ગુંથાયલી હોય છે કે જેથી તે વાંચનારને તેમાં ઘણો રસ પડે છે, અને તેઓ તરફ તેમજ તેમના શ્રેષ્ઠ ગુણો તરફ પૂજ્ય ભાવનાથી તે આકર્ષાય છે. મનુષ્ય માત્રના-હૃદયક્ષેત્રમાં થોડા યા ઘણા અસાધારણ ગુણોનાં જે સૂક્ષ્મ બીજ ગુપ્ત રહેલાં હોય છે, તે એવા વાચન, શ્રવણ ને મનનરૂપી પ્રકાશ અને જળના સંયોગે આપોઆપ

ખીલવા માંડે છે; અને જેમ બીજમાંથી અંકુર, છોડ અને વૃક્ષ બની જઇ સુખદાયક ફળફૂલથી સુશોભિત થાય છે, તેમ તે સદ્દગુણોનાં બીજ ચરિત્રોના શ્રવણ અને વાચનમાંથી વિચારમાં, ઉચ્ચારમાં, અને પછી આચારમાં પરિણામ પામ્યા વિના રહેતાં નથી. આ પ્રમાણે સદ્દગુણો આચારમાં મૂકાતાં તેમાં જે કાંઇ ન્યૂનતા કે બેડોળપણું હોય છે, તે વિવિધ પ્રસંગોમાં ઘડાઇ ટીપાઇને દૂર થતાં, તે સદ્દગુણો સૂર્યપ્રભાની પેઠે પ્રકાશી નીકળે છે. સદ્દગુણોની આવી વિશુદ્ધિ, એજ તેની અસાધારણતા. અસાધારણતા, એજ સામાન્ય જનોની અપેક્ષાએ વિશેષતા. વિશેષતા, એજ મહત્તા; અને મહત્તા, એજ મહાપુરૂષોનું લક્ષણ હોવાથી, જીવનચરિત્રોનો ખરા શોખથી અભ્યાસ કરનાર સજ્જનમાં શુભ સંસ્કારોની સહજ સ્વભાવે વૃદ્ધિ થવા માંડે છે, અને પારણામે તે પોતે મહાપુરૂષજ બની રહે છે.

જીવનચરિત્રોના સાહિત્યની એવી મહત્તા હોવાને લીધેજ તેની ગણના શ્રેષ્ટતર સાહિત્યમાં થાય છે.

## ચરિત્રોના સાહિત્યના બહોળા પ્રચાર માટે તે સસ્તું હોવાની જરૂર.

જીવનચરિત્રોનું આવું ઉપયોગી સાહિત્ય લોકોમાં બને તેટલું વિશેષ ફેલાવવાની અગત્ય માટે મતભેદ હોઇ શકે નહીં. ઇંગ્રેજી ભાષામાં તો આ સાહિત્ય એટલા બહોળા પ્રમાણપર જઇ પહોંચેલું છે, કે દુનિયામાંના કોઇ પણ શ્રેષ્ટ મનુષ્ય વા સ્ત્રીનું નાનું વા મોટું ચરિત્ર એ ભાષામાં પ્રસિદ્ધ થયા વિના ભાગ્યેજ રહ્યું હશે.

અહિંની દેશી ભાષાઓમાં પણ ચરિત્રોનું સાહિત્ય થોડું થોડું નીકળતું જાય છે અને ગુજરાતીમાં ચરિત્રોનાં કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરન્તુ દેશની આર્થિક હીન સ્થિતિ અને બીજા હાથપર ઉત્તમ સાહિત્યના પ્રચારની આવશ્યકતા તરફ જોતાં જણાવવાની જરૂર

છે કે,–ઉત્તમ સાહિત્ય તૈયાર કરાવવા ખાતે અને તેવું તૈયાર સાહિત્ય યોગ્ય બદલો આપી ખરીદી લેવા ખાતે, તેમજ જૂજ કિંમત રાખી તેનો બહોળો પ્રચાર કરવા ખાતે, પરોપકાર દૃષ્ટિથી ઉદારતાપૂર્વક ખર્ચ કરવાની જરૂર, પરોપકારી શ્રીમન્તો અને સંસ્થાઓ ન સ્હમજી શકે ત્યાં સુધી, આવા નિર્ધન અને કેળવણી રહિત દેશમાં, ધનવાન અને કેળવાયલા દેશોના જેવી કિંમતે ઉત્તમ સાહિત્યનો પૂરતો પ્રચાર થવો અશક્યજ રહેશે.

સારા લેખકોને મહેનતના યોગ્ય બદલાથી ઉદરનિર્વાહની નિરાંત મળવાનું તો રહ્યું; પણ ઉલટું લખાણો તૈયાર કરવાની મહેનત ઉપરાંત છપાવવાનું અને ફેલાવવાનું કાર્ય પણ તેઓનેજ કરવું પડતું હોય, ત્યાં તેમના તરફથી સારા સાહિત્યના સસ્તાપણાની આશા ક્યાંથીજ રાખી શકાય ? માત્ર ઉત્તમ સાહિત્ય તૈયાર કરવાનુંજ કાર્ય કરવાનું હોય તો અનેકગણી જનસેવા તે દ્વારા બજાવી શકે, એવા કંઈએક લેખકો ઉપર જણાવ્યા પ્રમાણે પોતાનું જે કામ નહીં, તે કામ કરવા જતાં ઉલટા કેવા ફસાઇ પડે છે, તે બાબતથી જેઓ માહિતગાર હશે તેઓ તો આવા સંયોગો છતાં હાલની કિંમતે મળતા રૂડા સાહિત્ય બદલ તેમનો આભારજ માનશે.

પરંતુ આમ એક તરફ સારા અને સસ્તા સાહિત્યની આવશ્યકતાવાળો ગરીબ જનસમાજ અને બીજી તરફ યોગ્ય કદર થયા વિનાના અને ઉલટા કેટલીક મુસ્કેલીઓ ભોગવતા લેખકો, આ બે જનસમાજરૂપ સાંકળની અગત્યની કડીઓ યોગ્ય જોડાણ વિના એક બીજાને પુરતી સહાયક નિવડી શકે નહીં, એ વાર્તા કેવી દુઃખદાયક છે ?

### સાહિત્યને સસ્તું કેવી રીતે કરી શકાય ?

શું એ બાબતનો કોઇ ઉપાય નથી ? હા છેજ; અને તે એ કે, આપણા દેશમ પ્રાચીન પરંપરાથી ઉતરી આવેલા દાનધર્મરૂપ સદ્-

ગુણના પ્રતાપે હજી પણ જે કરોડોની ઉદારતા અન્નદાન, વસ્ત્રદાન, તીર્થદાન, ઇત્યાદિ અનેક પ્રકારે ગાડરીયા પ્રવાહે થતી આવે છે; તેને બદલે દેશકાળના ફેરવાયલા સંયોગોને અનુસરીને વર્તમાન સમયની લોકોની ખરી હાજતો સમજી શકનાર ઉદાર ધનવાનો અને વિદ્વાનોએ પોતાની ઉદારતાનો પુરતો લાભ આવી અતિ અગત્યની બાબતમાં પણ આપવા માંડવો જોઇએ; એટલુંજ નહિ પરન્તુ એવો હેતુ પાર પાડવાને માટે ઉદાર, સંગીન, વિશાળ, સાર્વજનિક અને સ્થાયી બંધારણવાળી એવી સંસ્થાઓ સ્થાપવી જોઇએ કે જેથી ઉત્તમ સાહિત્ય રચાવવા અને અન્ય ભાષાઓમાંથી દેશી ભાષામાં ભાષાંતર કરાવવા ખાતે ઉદારતાથી ખર્ચ કરી શકવા ઉપરાંત તે છપાવવા ખાતે નાણાં રોકવાની પુરતી જોગવાઇ થઇ શકે, અને તેની વ્યવસ્થા ખાતે, પ્રચારના ઉપાયો લેવા ખાતે અને માત્ર નજીવી કિંમત રાખવા ખાતે જે ખોટ ખમવી જોઇએ તે ખમવાનું બની શકે.

લેખકવર્ગને પણ અહીં ખાસ ભાર મૂકીને સૂચવીશું કે જો તેઓ ટુંક બુદ્ધિ વાપરીને ધનવાન વર્ગને આ માર્ગે દોરવાનો યત્ન નહીં કરે અને કોઈ અણસમજુ કે સ્વાર્થી પેપર કે લેખકની દોરવણીથી અવળે રસ્તે દોરવાશે, તો તેઓ લાખો કરોડો ગરીબ અને અજ્ઞ દેશ બંધુઓના મહાન્ હિતની આડે આવવાનું મ્હોટું પાપ વહોરશે; એટલુંજ નહીં પણ પરિણામે તેમનું પોતાનું તેમાં જે ખાસ આર્થિક હિત રહેલું છે, તેની ઉપર પણ તેથી તેઓ કુહાડો મારશે. અમે જે યોજનાઓ કરાવવા ઇચ્છીએ છીએ તેનું રહસ્ય એ છે કે, કાગળ, છપાઇ, અને બંધાઇની કિંમત લોકો પાસેથી લેવી અને પુસ્તકો તૈયાર કરાવવાનો તેમજ તેની વ્યવસ્થાનો ખર્ચ ધનવાન વર્ગની ઉદારતાથી નિભાવવો. આવી યોજનાઓની દિશામાં પરોપકારી પુરૂષોની ઉદારતાને દોરવાના હેતુથીજ અમારો હાલનો પ્રયાસ છે. સામાન્ય લોકોમાં

વાંચનનો શોખ અને તેના લાભોનું જ્ઞાનજ ક્યાં છે ? એ કાર્ય પણ હાલના સંયોગોમાં આ ખાતાનેજ કરવું પડે છે. એવા શરૂઆતના પ્રયાસમાંજ એટલે કે–અમુક ઇમારતનો પાયો ખોદાતો હોય ત્યારેજ અને તે ખોદનારા મજુર પાસેથીજ કોઇ સાતમા માળની હવાનું સુખ માગે તેમ–બહારની મદદના અભાવે વ્યવસ્થા ખર્ચ પણ કિંમતમાં ચડાવી લેવો પડતો હોય અને મુશ્કેલીથી હાલની સસ્તી કિંમત રાખી શકાતી હોય તેવા વખતમાં કોઇ કોઈ લેખક અમારા જેવા નિષ્કિંચન મજૂરો તરફથી કામ અને દામની પુરતી આશા રાખે, તો તેને અમે શી રીતે પૂરા પડી શકીએ ? અમે સમજીએ છીએ કે લેખકવર્ગ એ પ્રજાનો ચાલુ જમાનાનો ગુરૂવર્ગ છે, અને શ્રેષ્ઠ સાહિત્ય રૂપી ઉચ્ચ વસ્તુ મેળવવાના બદલામાં ધન જેવી કનિષ્ઠ વસ્તુથી પ્રજાએ તેમની યોગ્ય સેવા કરવી એ કાંઇ મહત્વની વાત નથી; પણ તેવા ધોરણની યોજનાઓ શરૂ કરાવી શકાય તે અગાઉથીજ અમારા જેવા મજૂરો પાસેથી ફળની આશાઓ કરવી એ કોઇ પણ બુદ્ધિવાનને છાજે તેમ છે ? બેશક, કોઇ કોઇ વિદ્વાન્ બંધુઓ અમારા કામનો હેતુ સમજીને તેમાં લેખોથી બનતો ટેકો આપે છેજ, તોપણ કેટલાકો વગર સમજે ઉલટા વિચારે ચ્હડી જતા હોવાથી આટલું વિવેચન કરવામાં આવ્યું છે.

ગુજરાતમાં આ દિશામાં કામ કરનારી 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી' જેવી સંસ્થા છે ખરી, પરન્તુ તેના બંધારણને લીધે તેમાં ૫૦) રૂપિયા ભરી લાઇફ્મેમ્બર થવાની શક્તિવાળાઓનેજ વિના મૂલ્યે તેમજ થોડા મૂલ્યે પુસ્તકો આપવાનું તેનાથી બની શકતું હોવાને લીધે, તેમજ તેવી શક્તિ વિનાના અધિક સહાયપાત્ર અસંખ્ય લોકોને માટે તેને ઉલટી પડતર કરતાં વધુ કિંમત રાખવી પડતી હોવાથી તેવું ધોરણ તે બદલે નહીં ત્યાં સુધી ઉપલો હેતુ તેનાથી પાર પડે તેમ નથી.

ગ્રંથો રચાવવા, છપાવવા અને વ્યવસ્થા ખાતે ખર્ચ કરવાની સગવડ છતાં, ઓછી શક્તિવાળા છુટક ખરીદદારો માટે વધુ કિંમત રાખવાનું તેનું ધોરણ કોઈ પણ પ્રકારે સુધારી શકાય તેવું છે કે કેમ, તે બાબતની વિશેષ માહિતીના અભાવે તે વિષે હાલ તો એટલુંજ કહી શકાય કે,–પોતાના મેમ્બરોના હિતની જાળવણી ઉપરાંત પોતાના ધોરણમાં તેણે એવો સુધારો કરવો જોઇએ કે જેથી તેના તરફથી નીકળતાં પુસ્તકોની કિંમત, કાગળ, છપાઈ અને બંધાઈના ખર્ચ-જોગીજ રાખી શકાય અને બીજો કોઈ પ્રકારનો બોજો તેના ખરીદનારાઓ પર પડે નહિ. જે સાર્વજનિક હિતના મુખ્ય આશયથી સાહિત્યની ખીલવણી અને પ્રચાર ખાતે દેશમાંથી તરત વેળા સંગીન ગણાય તેવો આર્થિક ટેકો તેને મળ્યો છે, તેનો સાર્વજનિક હિતમાં યથાર્થ ઉપયોગ થએલો ત્યારેજ ગણી શકાય.

ઉપલી સૂચના બર આવે તોપણ સાહિત્યદ્વારા જનસેવાનો પ્રદેશ એટલો વિશાળ પડેલો છે, અને તે ખાતે વિવિધ દૃષ્ટિયો અને પ્રકારોદ્વારા એટલું તો બહોળું કાર્ય કરવાનું છે, કે તેને પહોચી વળવાને માટે ઉક્ત એકાદ સંસ્થાને પૂરતી ન સમજતાં આ નિર્ધન દેશમાંના લાખો મનુષ્યોના હિત માટે એવી દશવીસ સંસ્થાઓ નીકળે તોપણ તે થોડીજ પડે તેમ છે, અને તેથી એવી નવીન સંસ્થાઓ સ્થાપવા તરફ પણ ઉદાર પરોપકારી પુરૂષોએ પુષ્કળ ધ્યાન આપવાની જરૂર છે.

## ચરિત્રમાળાની શરૂઆત.

જનસેવાર્થે ઉક્ત પ્રકારનો પરોપકાર કરવાની જે શ્રીમાન અને વિદ્વાન લોકોની તેમજ રાજા મહારાજાઓની અને નામદાર સરકારની ફરજ છે તેમનું તે તરફ ધ્યાન ખેંચાય તેટલા સારૂ તે બાબતમાં જે કાંઈ થોડું ઘણું કાર્ય શરૂઆત દાખલ બની શકે તે કરી

બતાવવું એજ હેતુ આ **સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ અને કાર્યાલય**ની સ્થાપનામાં મુખ્ય હતો અને છે. એ હેતુને માટે જેટલા સમય અને વિસ્તારની ધારણા તેના સ્થાપકે રાખેલી તે જોતાં તે સમય અને વિસ્તારની હદની બહાર આ ખાતું હાલ સુધીમાં જઈ ચૂકેલું હોવાથી, હવે તેનું કાર્ય ૧૯૬૮ નું વર્ષ પૂરૂં થયા પછીથી ચાલુ રહેશે કે કેમ, તે અનિશ્ચિત છતાં, અને આ વર્ષ દુષ્કાળનું હોવા છત, ચરિત્રમાળા શરૂ કરવાનું એક કારણ એ છે કે દુષ્કાળ નક્કીપણે મનાઈ કર્યો તેની કેટલાક માસ અગાઉ ચરિત્રમાળાની આ યોજના નક્કી થઇને તે માટે ખાસ જુદી જાતના કાગળો પણ સામટા એક વર્ષની ખરચી જોગા વિલાયતથી સંગાવાઈ ચૂકયા હતા.

દુષ્કાળના સમયને લીધે ચરિત્રમાળાના જરૂર જોગા બે હજાર ગ્રાહકો નહીં થાય તો વધારાનાં પુસ્તકો બીજાં સારાં પુસ્તકોના જેવાંજ ઉપયોગી હોવાને લીધે, ધીમે ધીમે તે છૂટક પણ ખપી જવાનો સંભવ, એ બીજું કારણ છે.

જે વ્યક્તિની કાર્યશક્તિપર આ સંસ્થાના કાર્યનો આધાર કહેવાય છે તે વ્યક્તિની તે શક્તિ કેટલાક કારણથી એટલે દરજ્જે ઘટી ગએલી છે કે હવે વધુ સમય તે કાર્ય તેનાથી લેવાય તો અન્ય આવાં કામો કરનારને પોતાના અનુભવનો લાભ અને સલાહ આપવા જેટલું સામર્થ્ય પણ તેની પ્રકૃતિમાં રહે તેમ નથી. જેથી આ સં. ૧૯૬૮ નું વર્ષ પણ તેને જેમ તેમ કરીનેજ ચલાવવાનું હોવાથી, વર્ષ આખરે આ સંસ્થાની પ્રવૃત્તિ ઘણું કરીને બંધ કરવી પડે તેમ છે. જેથી જીવનચરિત્રોના સાહિત્ય ખાતે કંઈક પ્રયાસ કરવાનો જે વિચાર કેટલાક સમયથી ચાલતો હતો તેની પણ ભેગાભેગી આ વર્ષમાંજ બનતી શરૂઆત કરવાની દૃઢ પ્રેરણા, એ આ બાબતનું ત્રીજું કારણ છે.

ઉપલાં મુખ્ય કારણોને લીધે ચરિત્રમાળાની આ યોજના શરૂ થાય છે. હે નાથ ! कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन । એ આપના વાક્યને અનુસરીને આપ સર્વેશ્વરનીજ પ્રેરણા અને સત્તા-સ્ફૂર્તિવડે શરૂ થતી આ પ્રવૃત્તિ હરકોઇને હાથે, હરકોઇ પ્રકારે આગળ વધો, ન્યૂન થાઓ, કે બંધ પડો અથવા જનસમાજના પ્રારબ્ધયોગે આપની ઇચ્છાનુસાર તેનું જે થવું ઘટે તે થાઓ, તેમાં કોઇ પ્રકારનો આગ્રહ આપની કૃપાથી અમને રહેતો નથી; છતાં તેજ પ્રસાદીના અન્ય અંશરૂપ શ્રદ્ધામૈયા તો એવો આનંદપ્રદ આદેશ આપ્યાજ કરે છે કે 'પરિણામે નિમિત્તભૂત વ્યક્તિઓનું અને સમાજનું એથી હિતજ સધાશે !'

---

# ચરિત્રમાળાના નિયમો.

## વિષય.

૧. ચરિત્રમાળામાં દેશવિદેશના મહાન્ પુરૂષો અને સ્ત્રીઓનાં સંક્ષિપ્ત તેમજ વિસ્તૃત ચરિત્રો, આખ્યાનો અને તેમના ઉપદેશોનો વિષય આવશે.

## કદ વિષે.

૨. ચરિત્રમાળાના દરેક પુસ્તકમાં સરાસરી (રોયલ ૧૬ પેજી) સવાસો પૃષ્ઠ આવશે. જેમાં આ ખાતાને લગતી, તેમજ બીજાં પરોપકારી ખાતાંઓને લગતી, યોજનાઓ તથા જાહેરખબરો, તેમજ બીજાં માસિકોની બદલામાં લેવાની જાહેરખબરોનો સમાવેશ થશે. મૂલ્યથી લેવાની જાહેરખબરો એમાં નહીં ગણાતાં જુદીજ ગણાશે.

૩. ચરિત્રમાળાના ગ્રાહકોને ઉપર પ્રમાણે દરેક મહિને સવાસો પૃષ્ઠના હિસાબે દર વર્ષે ૧૫૦૦ ( દોઢ હજાર ) પૃષ્ઠ જેટલાં પુસ્તકો

અપાશે; તેમાં છબીઓ અપાશે તેના ખર્ચ જોગાં પૃષ્ઠો એ સંખ્યામાંથી બાદ થશે. પુસ્તકોના કદમાં કોઈ કારણે ફેરફાર કરવો પડશે તો ઉપર જણાવ્યા જેટલું લખાણ સમાઇ રહે તે પ્રમાણમાંજ કરાશે.

**સમય.**

૪. ચરિત્રમાળાનું પહેલું વર્ષ સંવત્ ૧૯૬૮નું છે, અને તેની શરૂઆત કાર્તિક માસથી ગણાશે.

૫. ગમે તે માસથી ગ્રાહક થવા છતાં કાર્તિક માસથીજ ગ્રાહક ગણીને વાર્ષિક મૂલ્ય લેવાશે અને કાર્તિકથીજ પુસ્તકો અપાશે.

**કાગળો.**

૬. ચરિત્રમાળામાં કાગળો સગવડ પ્રમાણે ૫૦ રતલી એન્ટીક પેપર (આ યોજના જે આ કાગળોપર છાપેલી છે અને જે કાગળોના ચરિત્રમાળાના પ્રથમ વર્ષ જોગો સામટો જથો મંગાવી રાખવામાં આવ્યો છે તે) ઉપર છપાશે અથવા ૫૦ રતલી ગ્લેજ પેપરોપર તે છપાશે.

**વર્ગ, મૂલ્ય, ટપાલખર્ચ, કમીશન.**

૭. ચરિત્રમાળામાં બે વર્ગ રાખ્યા છે, તે બંનેમાં કાગળ એકજ જાતના આવશે. પૂઠાંમાં અને વાર્ષિક મૂલ્યમાં નીચે પ્રમાણે ફેર છે.

ક. **સાદાં પૂઠાં.** એમાં પૂઠાં કાગળનાં સાદાં આવશે, અને તેનું વાર્ષિક મૂલ્ય રૂ. ૨) બે લેવાશે.

ખ. **પાકાં પૂઠાં.** એમાં પૂઠાં કપડાનાં પાકાં આવશે, અને વાર્ષિક મૂલ્ય રૂ. ૩) ત્રણ લેવાશે.

૮. અમદાવાદ અને મુંબઈ તેમજ બહાર ગામના, એડનના, બ્રહ્મદેશના અને સીલોનના ગ્રાહકો પાસેથી **ટપાલ ખર્ચ** જૂદું લેવાશે નહિ. **વેલ્યુપેબલ ખર્ચ** જૂદું લેવાશે.

૯. આફ્રિકા, ઇંગ્લંડ તેમજ બીજા જે દેશાવરોનું ટપાલ ખર્ચ વધુ લાગતું હશે તેટલું ત્યાંના ગ્રાહકો પાસેથી વધુ લેવાશે.

૧૦. ચરિત્રમાળાની યોજના તેના વાર્ષિક ગ્રાહકોના ધોરણપરજ રચાયલી છતાં, તેમાંનાં છૂટક પુસ્તકો લેવા ઇચ્છનારને ( સગવડ હશે ત્યાં સુધી ) તેપર છૂટક વેચાણ માટે છપાતી કિંમતે અપાશે.

૧૧. ચરિત્રમાળાના ગમે તે વર્ગના મળીને વાર્ષિક રૂ. ૪૦) થાય તેટલા ગ્રાહકો એકજ નામપર કરી મોકલનાર માટે આ ધોરણ છેઃ—

૧. જો તે બુકો દર વખતે **અમદાવાદની** શાખામાંથી રૂબરૂ મંગાવી લેશે તો રૂ. ૪૦) ને બદલે રૂ. ૩૦) લેવાશે.

૨. જો તે રેલરસ્તે મંગાવશે તો તે જણાવશે તે સ્ટેશને દર વખતે પહોંચાડવામાં આવશે, અને રૂ. ૪૦) ને બદલે તેની પાસેથી હેલ, મજુરી, રેલ્વેખર્ચ સાથે રૂ. ૩૫) લેવાશે.

૩. એ રકમ જો રૂ. ૪૦) થી વધુ થશે તેના પ્રમાણમાં તે વધારાની રકમમાંથી પણ ઓછું લેવાશે.

૧૨. ચરિત્રમાળાનું દરેક વર્ષ પુરૂં થતાં તે પછીના વર્ષનું વાર્ષિક મૂલ્ય પહેલું પુસ્તક વી. પી. થી મોકલીને વસુલ કરવામાં આવશે.

૧૩. ઉપલા કારણથી જેમને બીજા વર્ષથી કે હરકોઈ વર્ષથી ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તેમણે ચાલતું વર્ષ પૂરૂં થતાં સુધીમાં તે વિષે પત્ર લખી અવશ્ય ખબર આપવી જોઇએ, કે જેથી તેમનાપર વી. પી. મોકલાતું અટકે. આ પ્રમાણે ખબર નહિ આપનાર વી. પી. આવતાં પાછું વાળશે તો તેવાઓનાં નામ ગ્રંથમાળાદ્વારા ખુલ્લાં પાડવામાં આવશે, અને તે વી. પી. બાબત ખાતાને પોષ્ટેજ તથા મહેનતનું થએલું નુકશાન તેમણે ભરી આપવું પડશે.

૧૪. નવીન ગ્રાહક થનારે વાર્ષિક મૂલ્ય પ્રથમ મોકલી આપવું, અથવા નીકળેલાં પુસ્તકો વી. પી. થી મંગાવવાં, અને તે સાથે નીચે પ્રમાણે કાર્ડ ભરી મોકલવો અથવા રૂબરૂ આપવો.

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય 'ની શાખા મુ. અમદાવાદ.

વિ. કે, "ચરિત્રમાળા"ના સંવત ૧૯૬૮ની શરૂઆતથી મને ગ્રાહક ગણી તેનાં કારતકથી હાલ સુધીમાં નીકળેલાં પુસ્તકો વી. પી. થી મોકલી વાર્ષિક મૂલ્ય વસૂલ કરશો; અને પછી પણ દર વર્ષે તેનું પ્રથમ પુસ્તક વી. પી. થી મોકલી વાર્ષિક મૂલ્ય વસૂલ કરતા રહેશો. ગ્રાહક નહિ રહેવું હોય ત્યારે અગાઉથી તમને ખબર આપીશું. (કાચા પૂઠાનાં કે પાકાં પૂઠાનાં તે નીચે લખવું.)

| ગ્રાહક થનારનું પૂરું નામ. | ઠેકાણું ______<br>ગામ ______<br>પોષ્ટ ______<br>જીલ્લો ______ | વર્ગ. | વાર્ષિક મૂલ્ય. |
|---|---|---|---|
| | | | |

તારીખ ______ ૧૯૧૨. ગ્રાહકની સહી. ______

## લવાજમની પાવતી.

૧૫. આ ખાતાની મુખ્ય કે શાખા ઑફીસમાં અથવા ખાતાના સત્તા આપેલા માણસને કે એજન્ટને રૂબરૂમાં વાર્ષિક મૂલ્ય આપતી વખતે, ખાતાના છાપેલા નામવાળી તથા વ્યવસ્થાપકની સહી શિક્કાવાળી પાવતી, નાણાં વસૂલ લેનારની સહી સાથેની લેવી જોઇએ.

૧૬. મનીઑર્ડરથી વાર્ષિક મૂલ્ય મોકલનારને તે બદલ પોષ્ટ ખાતું તેના નિયમ પ્રમાણે જે પાવતી પહોચાડે છે તે આ ખાતા તરફનીજ પાવતી હોવાથી, બીજી જૂદી પાવતી આપવાનું રાખ્યું નથી.

૧૭. વેલ્યુપેબલથી પુસ્તક મંગાવનારને વેલ્યુપેબલ બૂકપોષ્ટની ઉપર વીંટાળેલા કાગળપર તેનું શિરનામું લખવા ઉપરાંત તેના વાર્ષિક મૂલ્યનું બીલ પણ લખી મોકલવાનું રાખ્યું છે. વેલ્યુપેબલ સ્વીકારનારે તે બીલને પાવતી તરીકે સમજવું.

૧૮. ઉપલામાંના હરકોઈ પ્રકારે મળનારી પાવતી વાર્ષિક મૂલ્ય ભર્યાના દાખલા બદલ જાળવી રાખવી.

## રજીષ્ટર્ડ નંબર.

૧૯. દરેક ગ્રાહકપર પહેલું તેમજ તે પછીનું દરેક પુસ્તક રવાના થશે તેના શિરનામાની સાથે તે ગ્રાહકનો રજીષ્ટર્ડ નંબર પણ જણાવવામાં આવશે. આ નંબર ગ્રાહકને આ સંસ્થા તરફ હરકોઈ કારણે પત્ર લખવો પડતાં તેમાં જણાવવો. આ પ્રમાણે નંબર નહીં લખ્યો હોય તો તે પત્રપર અમલ કરવાનું મુશ્કેલ બનશે અને બનશે તોપણ વખતસર બનશે નહીં.

## વર્ગ બદલવા વિષે, અને ગ્રાહકમાંથી નીકળી જવા વિષે.

૨૦. વાર્ષિક મૂલ્ય ભર્યા પછીથી પાંચ દિવસ સુધીમાં જો પાકાં પૂઠાંવાળા વાર્ષિક રૂ ૩) ના વર્ગમાં જવું હશે, તો તે વિષે ખબર આપવા સાથે, આવેલાં પુસ્તકો જેવી ને તેવી સારી હાલતમાં પાછાં મોકલી આપવાથી પાકા પૂઠાનાં પુસ્તકો વી. પી. થી મોકલી વધારાનું મૂલ્ય વસૂલ લેવાશે.

૨૧. મૂલ્ય મોકલાઈ ચૂક્યા પછી પણ કોઈ કારણે કોઇને ગ્રાહકમાંથી નીકળી જવું હશે તો પાંચ દિવસ સુધીમાં તે પુસ્તક પાછું મોકલી આપનારને મૂલ્ય તેના ખર્ચે પાછું મોકલાશે.

૨૨. ઉપર પ્રમાણે વર્ગ બદલાવનારનો રજીષ્ટર્ડ નંબર પણ બદલાય છે, અને તે નંબર તે વધારાની પાવતી અથવા બીલમાં જણાવાય છે; માટે તે પછી વ્યવહારમાં તે નવો નંબરજ લખવો.

## પુસ્તકની રવાનગી અને તે ગેરવલ્લે જવા વિષે.

૨૩. ચરિત્રમાળાનું દરેક પુસ્તક તૈયાર થશે તેમ બનતી તાકીદે રવાના કરવામાં આવશે. જે એકજ પુસ્તકનું કદ ૧૨૫ પૃષ્ઠના એક પુસ્તક કરતાં મ્હોટું એટલે કે તેવાં બે કે વધુ પુસ્તક જેટલું થાય તેમ હશે, ત્યારે બનતા સુધી ૧૨૫ પૃષ્ટના જુદા જુદા ભાગો નહિ બંધાવતાં આખું પુસ્તક ભેગુંજ બંધાઇને રવાના થશે, અને જેટલાં પુસ્તકનું કદ તેનું થશે તેટલાં પુસ્તકના અંક તે ઉપર લખાશે.

૨૪. પુસ્તકો રવાના કરવામાં ગફલત ન થાય તે માટે દરેક ગ્રાહકને તેમનું પુસ્તક પુરતી ચોકશી કરી નોંધી લઇને રવાના કરવાનું રાખ્યું છે; છતાં પોષ્ટમાં ગેરવલ્લે જાય તો તેની જવાબદારી આ સંસ્થાને શિર ગણી શકાય નહિ. તેમ છતાં તે બાબત નીચેની મતલબનો ખરી હકીકતનો પત્ર લખી જણાવવાથી તે પત્ર તે બાબતની તપાસ થવા અર્થે પોષ્ટ ખાતાપર મોકલી આપવામાં આવશે; અને યોગ્ય લાગશે તો ગેરવલ્લે ગયેલું પુસ્તક ફરીથી મોકલાશે.

૨૫. જે પુસ્તક તેના પછી નીકળેલું પુસ્તક મળી ગયા છતાં પણ કોઈ ગ્રાહકને ન પહોંચે, અથવા જે પુસ્તક બીજા ગ્રાહકોને મળી ગયાને પંદરેક દિવસ વીતવા છતાં પણ કોઈ ગ્રાહકને ન પહોંચે, ત્યારેજ અને પોષ્ટવાળાથી તપાસ કર્યા પછીજ, પુસ્તક ગેરવલ્લે ગયાનું અનુમાન કરીને ગ્રાહકે અહીં ખબર આપવાની છે.

પુસ્તક ગેરવલ્લે જતાં ગ્રાહકે લખવાના કાર્ડની નકલ નીચે મુજબ છેઃ—

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા મુ. અમદાવાદ.

વિ. કે, ચરિત્રમાળાનું ____ મું પુસ્તક નામે ____________ અત્યાર સુધીમાં મને મળી જવું જોઇએ તે હજી સુધી મળ્યું નથી. બદદાનતથી કે મળ્યા પછી ગેરવલ્લે જવાને લીધે જુજ રકમનું પુસ્તક ફરીથી મેળવવા ઇચ્છનાર, એક ધર્મકાર્યમાં તેટલું નુકશાન કરી કેવા પાપનો ભાગી થાય છે, એ હું સમજું છું. તમે ફરીથી મોકલી આપ્યા પછી જો તે મૂળ પુસ્તક મ્હારા તરફ આવશે તો તે પાછું મોકલીશ.

મ્હારો રજીષ્ટર્ડ નંબર, ____________

નામ, ____________

ગામ, ____________ પોષ્ટ, ____________

ઠેકાણું, ____________ જીલ્લો ____________ તારીખ ____________

સહી ____________

૨૭. જે ગ્રાહકોને પોતાનું ઠેકાણું મહિનો બે મહિના માટે બદલાવાનું હોય તેમણે તે વિષે પોતાને ત્યાંની પોષ્ટ ઑફીસનેજ લખી બંદોબસ્ત કરી લેવો. વધુ સમય માટે બદલવાનું હોય તેમણે તે વિષે સવળા અહીં લખી જણાવવું.

૨૮. શિરનામું બદલવાનો પત્ર વખતસર ન લખવાથી અથવા તે પત્ર મળ્યા અગાઉ મૂળ શિરનામે રવાના થઇ ચૂકેલું પુસ્તક મોડું પહોંચે અથવા ગેરવલ્લે જાય તો તેનો દોષ આ ખાતાને શિર નથી, માટે નવું ઠેકાણું અહિં લખવા સાથે પ્રથમની પોષ્ટને પણ લખવું.

### વ્યવસ્થાનું ઠેકાણું.

૨૯. ચરિત્રમાળા છપાવવાની તથા પોષ્ટ કરવાની વ્યવસ્થા આ સંસ્થાની અમદાવાદની શાખામાં રહેશે; માટે ગ્રાહકોએ તે સંબંધી સર્વ પત્ર વ્યવહાર નીચેને શિરનામે રાખવો.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના વ્યસ્થાપક.**

**મુ. અમદાવાદ.**

૩૦. તળ મુંબઈના ગ્રાહકો માટે ચરિત્રમાળાની વ્યવસ્થા મુંબઈમાંની આ સંસ્થાની મુખ્ય ઑફીસમાં (**કાલબાદેવી રોડપર ભાંગવાડીને નાકે આવેલા હાથીબિલ્ડીંગમાં ત્રીજે માળે**) રાખેલી હોવાથી તેમણે તેજ ઠેકાણે સર્વે વ્યવહાર રાખવો.

૩૧. ઉપલા નિયમોમાં ફેરફાર કરવાનો હશે ત્યારે તે વિષે અગાઉથી ખબર આપવામાં આવશે.

## ચરિત્રમાળાદ્વારા આપવા ધારેલાં ઉત્તમ ચરિત્રોમાંનાં થોડાંકની યાદી.

**શ્રી બુદ્ધચરિત્ર અને ઉપદેશ.** (ચરિત્રમાળાના પહેલા અને બીજા પુસ્તક દાખલ પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે) પૃષ્ઠ શુમારે ૨૮૦ છે. છૂટક મૂલ્ય ૦-૭-૦ પાકું પૂઠું ૦-૧૦-૦ પોષ્ટેજ માફ.

**વીરમંડળ,** (દેશ વિદેશના વીરો અને વીરાંગનાઓનાં ચરિત્રો.)

**કોંગ્રેસ ચરિત્રાવળી,** (પ્રમુખો તથા અગ્રેસરોનાં ચરિત્રો.)

**સોનેરી કામો,** (ઇંગ્રેજીપરથી ભાષાંતર થાય છે.)

**મહાન્ પુરુષોની માતાઓનાં** જીવનચરિત્રોનો સંગ્રહ.

**ભારતનાં સ્ત્રીરત્નો,** (છપાય છે.) લેખક રા. રા. શિવપ્રસાદ. દલપતરામ. પંડિત. આ પુસ્તક જુદાં જુદાં માસિકો, પુસ્તકો અને ઇતિહાસોપરથી હાલ નવીનજ રચાયું છે. એનો પ્રથમ ભાગ ૪૦૦ કે ૫૦૦ પૃષ્ઠ જેટલો થોડા સમયમાં બહાર પડશે.

**સાધુ ચરિત્ર પ્રકાશ,** (દેશ વિદેશના સાધુ પુરુષોનાં ચરિત્રો.)

**સ્વ૦ રાનડેનું ચરિત્ર,** (તેમનાં પત્નીનું લખેલું.)

**ડૉ૦ આનન્દીબાઇ જોશીનું** વિસ્તૃત ચરિત્ર.

**શ્રીકૃષ્ણચરિત્ર, રામચરિત્ર, ગૌરાંગચરિત્ર, સ્વામી શ્રી વિવેકાનન્દનું ચરિત્ર, સ્વામી શ્રી રામતીર્થનું વિસ્તૃત ચરિત્ર,** એ શિવાય સ્વ. **નારાયણ હેમચંદ્ર**દ્વારા પ્રસિદ્ધ થયેલાં તથા બીજાં અનેક ઉત્તમ અને ઉપદેશદાયક ચરિત્રો ચરિત્રમાળામાં છપાશે.

# આમંત્રણ.

આ પ્રમાણે ઉત્તમ ચરિત્રોની યોજનારૂપી માનસિક ભોજનની, રૂચિકર અને હિતકારક વિવિધ વાનીઓથી ભરપૂર પત્રાવળી તૈયાર કરીને, તેનાં ભોગી ભાઇ બ્હેનોને તે આરોગવા માટે પ્રેમપૂર્વક આમંત્રણ આપવામાં આવે છે.

સ્થૂલ શરીરનાં અન્ન વસ્ત્રાદિ માટે કરાતા સેંકડો અને હજારોના ખર્ચ સાથે સરખાવતાં આ ઉત્તમ વાંચનરૂપી માનસિક ખોરાકના લાભો કેટલા બધા વિશેષ છે, એ વાત કોણ નહિ સમજતું હોય ?

આ માનસિક ખોરાક એકાદ ટંક, દિવસ, માસ, વર્ષ કે પચીસ વર્ષેજ નહિ, પરન્તુ આ જન્મ અને પરજન્મપર્યન્ત પોતાને, કુટુંબને અને મિત્રવર્ગને કદી ભૂંસાય નહિ એવા શુભ સંસ્કારોને પ્રકટાવનારો અને પોષનારો છે; તો તે ખાતે વાર્ષિક જુજ રકમનો ખર્ચ શું વિસાતમાં ગણાય? દરેક ગરીબ મનુષ્યે પોતાના અન્ન વસ્ત્રાદિના ખર્ચમાંથી રૂપિયે એકાદ આનો પણ આ અધિક કલ્યાણકારી ખોરાક ખાતે ખર્ચવોજ જોઇએ. વાંચનાર બંધુઓ અને બ્હેનો ! આ સલાહ તમારે ગળે ઉતરશે ? તમારી સેવાની ખાતર મહા મહેનતે યોજાતી, આવી, તમારા ખાસ હિતની–થોડા ખર્ચમાં બહોળું વાંચન પૂરૂ પાડનારી–યોજનાઓનો લાભ લેવાની અગત્ય ત્હમને સમજાશે ?

મહાનકૃપાળુ સર્વેશ્વર પ્રભુની કૃપાનો લાભ લેવાને અને તેના હિતાવહ નિયમોને સમજી–અનુસરીને સર્વ પ્રકારનું હિત સાધવાને દરેક પ્રાણી સમર્થ થાઓ, એ આકાંક્ષાપૂર્વક ॐ તત્સત્.

માર્ગશીર્ષ, સં. ૧૯૬૮. }
ડિસેમ્બર સન ૧૯૧૧. }

ભિક્ષુ–અખંડાનંદ.
'મંત્રી' સ. સા. વ. કાર્યાલય.

# શ્રી બુદ્ધનો ઉપદેશ.

## ધમ્મપદ.

### પ્રકરણ ૧ લું.

#### યમક વર્ગ.*

આપણી હાલની સ્થિતિ આપણા વિચારોનું પરિણામ છે, આપણા વિચારોપર આધાર રાખે છે, અને આપણા વિચારોથી બનેલી છે. જો કોઈ મનુષ્ય ખરાબ વિચારથી બોલે અથવા વર્તે તો ગાડીને ખેંચનાર બળદની પછવાડે જેમ પૈડું ચાલ્યું આવે છે, તેમ દુઃખ તેની પછવાડે આવે છે. ૧.

આપણી હાલની સ્થિતિ આપણા વિચારોનું પરિણામ છે, આપણા વિચારો પર આધાર રાખે છે, અને આપણા વિચારોથી બનેલી છે. જો કોઈ મનુષ્ય સારા વિચારથી બોલે અથવા વર્તે તો છાયા જેમ મનુષ્યની પછવાડે જાય છે, તેમ સુખ તેની પછવાડે ચાલ્યું આવે છે. ૨.

---

* યમક એટલે જોડ. આ પ્રકરણમાં બબ્બે શ્લોકની જોડ હોવાથી આ પ્રકરણને યમકવર્ગ કહે છે.

તેણે મને ગાળ દીધી, તેણે મને માર્યો, તેણે મને હરાવ્યો, તેણે મને લૂંટ્યો–આવા વિચારોને જે મનુષ્ય પોતાના હૃદયમાં જગ્યા આપે છે, તે મનુષ્ય કદાપિ દ્વેષથી છુટો થઈ શકે નહિ. ૩.

તેણે મને ગાળ દીધી તેણે મને માર્યો, તેણે મને હરાવ્યો, તેણે મને લૂંટ્યો–આવા વિચારોને જે મનુષ્ય પોતાના હૃદયમાં જગ્યા આપતો નથી, તેનો દ્વેષ બંધ પડે છે. ૪.

કારણ કે દ્વેષ કદાપિ દ્વેષથી નાશ પામતો નથી, પણ દ્વેષ સદા પ્રેમથીજ નાશ પામે છે. આ સનાતન ધર્મ છે. ૫.

જગત્ જાણતું નથી કે આપણા સઘળાનો અહીં અંત આવવાનો છે; પણ જેઓ આ બાબત જાણે છે, તેમના કજીઆનો અંત આવે છે. ૬.

જે કેવળ સુખનેજ શોધતો ફરે છે, જેની ઇન્દ્રિયો કાબુમાં નથી, જે ખાવામાં મિતાહારી નથી, જે આળસુ અને નિર્બળ છે તેને મારદેવ ( મોહરાજા ), જેમ પવન નબળા ઝાડને પાડે તેમ, પાડી દે છે–અર્થાત્ ફસાવે છે. ૭.

જે સુખનાં સાધનો શોધ્યા વિના જીવે છે, જેની ઇન્દ્રિયો બરાબર કાબુમાં આવેલી છે, જે ખાવામાં મિતાહારી છે, જે અપ્રમત્ત ( active ) અને મજબૂત છે તેને મારદેવ, જેમ પવન મજબૂત ખડકને અસર નથી કરતો તેમ, અસર કરી શકતો નથી. ૮.

( કષાયથી ) પાપથી છુટા થયા સિવાય જે ( કાષાય ) પીળાં વસ્ત્ર પહેરે છે, જે સત્યને તેમજ ઇન્દ્રિય દમનને ગણકારતો નથી, તે કાષાય વસ્ત્ર પહેરવાને લાયક નથી. ૯.

પણ જે પાપથી છૂટેલો છે, જેણે સદ્ગુણમાં સ્થિરતા મેળવી છે, અને ઇન્દ્રિય દમન અને સત્યના ગુણ જેણે પ્રાપ્ત કર્યા છે, તેજ ખરેખર પીળાં વસ્ત્ર પહેરવાને લાયક છે. ૧૦.

જેઓ અસત્યને સત્ય તરીકે માને છે, અને સત્યને અસત્ય તરીકે માને છે, તેઓ કદાપિ સત્ય મેળવી શકતા નથી, પણ ખોટી ઇચ્છાઓમાં ખેંચાય છે. ૧૧.

જેઓ સત્યને સત્ય તરીકે પીછાણે છે, અને અસત્યને અસત્ય તરીકે માને છે, તેઓ સત્ય મેળવે છે, અને સારી ઇચ્છાઓ પ્રમાણે ચાલે છે. ૧૨.

સારી રીતે નહિ સંચારેલા છાપરામાંથી જેમ વરસાદ માર્ગ કરે છે, તેવી રીતે વિચાર નહિ કરનારના ( અવિચારશીલના ) મનમાં વિકારો ઘુસી જાય છે. ૧૩.

સારી રીતે સંચારેલા છાપરામાંથી વરસાદને માર્ગ જડતો નથી, તેમ સારી રીતે વિચાર કરનારના (વિચારશીલના) મનમાં વિકારો દાખલ થઈ શકતા નથી. ૧૪.

ખરાબ કામ કરનાર આ લોકમાં રડે છે, પરલોકમાં રડે છે, બન્નેમાં રડે છે. પોતાના અશુભ કામનું અશુભ પરિણામ આવે છે ત્યારે તે રડે છે અને દુઃખી થાય છે. ૧૫.

સદ્ગુણી મનુષ્ય આ લોકમાં ખુશી થાય છે, પરલોકમાં ખુશી થાય છે, બન્ને લોકમાં ખુશી થાય છે. પોતાના કાર્યની શુદ્ધતા જ્યારે તે જુએ છે, ત્યારે તે ખુશી થાય છે, અને આનંદ પામે છે. ૧૬.

ખરાબ કામ કરનાર આ લોકમાં દુઃખ ભોગવે છે, પરલોકમાં દુઃખ ભોગવે છે, બન્ને લોકમાં દુઃખ ભોગવે છે. જે ખોટું કામ પોતે કર્યું હોય તેનો વિચાર કરે છે, ત્યારે તે દુઃખી થાય છે; અને ખરાબ સ્થિતિમાં જતાં વધારે દુઃખી થાય છે. ૧૭.

સદ્‌ગુણી મનુષ્ય આ લોકમાં સુખી હોય છે, પરલોકમાં સુખી હોય છે. જે સારૂં કાર્ય પોતે કર્યું હોય છે, તેનો વિચાર કરે છે, ત્યારે તે સુખી થાય છે; અને સારી સ્થિતિમાં જતાં વધારે સુખી થાય છે. ૧૮.

અવિચારી મનુષ્ય જો કે ધર્મના નિયમોનો મોટો ભાગ મુખે બોલી જાય, પણ જો તે પ્રમાણે વર્તે નહિ તો તે યતિપણાને લાયક નથી, પણ તે બીજાની ગાયો ગણનાર ગોવાળ જેવો છે. ૧૯.

જે ધર્મના થોડા નિયમો મુખે જાણતો હોય, પણ જો તે પ્રમાણે વર્તી શકતો હોય, અને જો તેણે વિકારો (રાગ), દ્વેષ અને મૂર્ખાઇનો ત્યાગ કર્યો હોય, અને ખરૂં જ્ઞાન અને હૃદયની ગંભીરતા તેનામાં હોય તો આ લોકમાં કે પરલોકમાં કોઈ પણ વસ્તુની ઇચ્છા નહિ કરનાર તે ખરેખર આ યતિપણાને લાયક છે. ૨૦.



# પ્રકરણ ૨ જું.

## અપ્રમત્તતા.*

અપ્રમાદ તે નિર્વાણનો માર્ગ છે, અને પ્રમાદ તે મરણનો માર્ગ છે. જેઓ અપ્રમાદી હોય છે, તેઓ કદાપિ મરતા નથી, પણ જેઓ પ્રમાદી છે, તેઓ તો કયારનાએ મરી ચૂકેલ છે. ૧.

આ બરાબર સમજીને, જે અપ્રમત્તદશામાં આગળ વધેલો છે, તે પંડિત પુરૂષ તેમાં આનંદ પામે છે અને બુદ્ધોના જ્ઞાનમાં ખુશી માને છે. ૨.

આવા સુજ્ઞ, ધ્યાની, સ્થિર ચિત્તવાળા, મજબૂત શક્તિઓવાળા પુરૂષો ઉચ્ચમાં ઉચ્ચ સુખરૂપ નિર્વાણ મેળવે છે. ૩.

જો અપ્રમાદી પુરૂષ જાગૃત થાય, જો તે જરા પણ ભૂલ ન કરે, જો તેનાં કાર્યો શુદ્ધ હોય, જો તે વિચારપૂર્વક વર્તતો હોય, જો તે આત્મસંયમ કરે, અને ધર્મના નિયમો પ્રમાણે જીવન ગાળે તો તેની કીર્તિમાં વધારો થશે. ૪.

જાગૃત થવાથી, અપ્રમત્તદશાથી, ઇંદ્રિયોના નિગ્રહથી અને મનના સંયમથી મનુષ્ય એવો દ્વીપ પ્રાપ્ત કરે છે કે ગમે તેવા પાણીના પૂરથી તેને અસર થઈ શકે નહિ. ૫.

મૂર્ખ લોકો ખોટી મહત્વતા પાછળ દોડે છે. પણ સુજ્ઞ મનુષ્યો અપ્રમાદને ઉત્તમ રત્નરૂપ ગણે છે. ૬.

---

* પ્રમાદ એટલે આળસ, ધર્મકામમાં શિથિલતા, અપ્રમાદ—અપ્રમત્તતા એટલે આળસનો અભાવ—જાગૃતિ.

ખોટી મહત્વતા પાછળ દોડતા નહિ; તેમજ રાગ કે કામના ઉપભોગની પાછળ પડતા નહિ; જે અપ્રમાદી અને વિચારવંત છે, તેજ અપૂર્વ આનંદ અનુભવે છે. ૭.

જ્યારે ડાહ્યો મનુષ્ય અપ્રમાદથી ખોટી મહત્વતાને દૂર કરે છે, ત્યારે તે જ્ઞાનના ઉચ્ચ શિખરપર ચઢી શકે છે, અને મૂર્ખ લોકો તલેટી આગળ ગોથાં ખાતાં માલૂમ પડે છે. જેમ પર્વત ઉપર ઉભેલો મનુષ્ય મેદાન ઉપર ઉભેલા મનુષ્યોને પોતાથી નીચા જુએ છે, તેમ દુઃખથી મુક્ત થયેલો પુરૂષ દુઃખમાં મગ્ન થયેલાં મનુષ્યોનાં ટોળાં તરફ જુએ છે. ૮.

પ્રમાદી મનુષ્યોમાં જે અપ્રમત્ત છે, અને ઉંઘતા મનુષ્યોમાં જે જાગતો છે, તે મનુષ્ય, શરતમાં સારો ઘોડો નિર્બળ ટટ્ટુને પાછળ મૂકીને આગળ વધી શકે છે, તેમ આગળ વધે છે. ૯

અપ્રમત્તદશાથીજ ઇન્દ્ર દેવોનો અધિપતિ થયો. લોકો પણ અપ્રમત્તદશાની સ્તુતિ કરે છે. પ્રમાદની સર્વદા નિંદા થાય છે. ૧૦

જે ભિક્ષુ અપ્રમત્તદશામાં આનંદ માને છે, અને પ્રમાદદશા તરફ ભયની નજરથી જુએ છે, તે અગ્નિ જેવો ફરે છે, અને નાનાં કે મોટાં સર્વ બંધનોને વિખેરી નાખે છે. ૧૧

જે ભિક્ષુ અપ્રમાદદશામાં આનંદ માને છે, જે અવિચારીપણાને ભયરૂપ ગણે છે, તે પૂર્ણતાથી કદાપિ પાછો પડે નહિ. તે નિર્વાણની સમીપમાં છે. ૧૨



# પ્રકરણ ૩ જું.

## ચિત્તવર્ગ (વિચાર.)

જેવી રીતે ધનુષ્યધારી પોતાના તીરને સિધું બનાવે છે, તેવીજ રીતે સુજ્ઞ મનુષ્ય પોતાના અનિશ્ચિત અને ક્ષણે ક્ષણે બદલાતા વિચારો, જેમને વશ કરવા અથવા રોકવા બહુ મુશ્કેલ છે, તેમને સીધા બનાવે છે. ૧.

કોઈ માંછલીને તેના જળના નિવાસમાંથી બ્હાર સૂકી જમીન પર મૂકવામાં આવે, તો જેવી રીતે તે તરફડે છે, તેવી રીતે માર (મોહ રાજા) ના રાજ્યમાંથી છૂટા થવાને આપણો વિચાર તરફડે છે. ૨.

મનને વશ કરવું એ ઉત્તમ કામ છે, કારણ કે મન બહુ મુશ્કેલીથી વશ થાય તેવું, અને ચપળ છે. તેની મરજી માફક તે જ્યાં ત્યાં દોડે છે. વશ કરેલું મન સુખ લાવી આપે છે. ૩.

ડાહ્યા પુરૂષોએ પોતાના વિચારો તરફ લક્ષ આપવું જોઇએ; કારણ કે તે જણાતા નથી, બહુ દગાખોર હોય છે અને તેઓની ઈચ્છા પ્રમાણે તે દોડે છે; સારીરીતે રક્ષણ કરાયેલા વિચારો સુખ લાવી આપે છે. ૪.

મન ઘણે દૂર ભટકે છે, એ એકલું ફરે છે, શરીર વગરનું છે, અને હૃદયના ઓરડામાં પુરાઈ જાય છે. આવા મનને જેઓ વશ કરે છે, તેઓ માર રાજાના પાશમાંથી મુક્ત થાય છે. ૫.

જો મનુષ્યની શ્રદ્ધા અનિશ્ચિત હોય, જો તે સદ્ધર્મ સમજતો ન હોય અને જો તેની મનની શાંતિમાં વિક્ષેપ થતો હોય તો તેનું જ્ઞાન કદાપિ સંપૂર્ણ હોઈ શકે નહિ. ૬.

જો મનુષ્યના વિચારો અસ્થિર ન હોય, જો તેનું મન ગભરાયેલું ન હોય, જો તેણે પુણ્ય તેમજ પાપનો ત્યાગ કર્યો હોય તો જ્યાં સુધી તે જાગૃત (અપ્રમત્ત) છે ત્યાં સુધી તેને ભય નથી. ૭.

આ શરીર કુંભના જેવું ક્ષણમાં નાશ પામવાના સ્વભાવનું છે, એમ જાણીને મનુષ્યે મજબૂત વિચારોનો કિલ્લો બાંધવો જોઈએ અને જ્ઞાનરૂપી શસ્ત્રોવડે માર રાજાને જીતવો જોઈએ; તે જીતાય ત્યાર પછી પણ તેનાથી ચેતતા રહેવું જોઈએ, અને કદાપિ પ્રમાદી થવું નહિ. ૮.

લાંબો વખત જશે નહિ તે પહેલાં તો આ શરીર નિરૂપયોગી લાકડાના ઢીમચાની માફક જમીન પર અચેતન થઈ પડશે. ૯.

એક દ્વેષી બીજા દ્વેષીનું નુકશાન કરે, અથવા તો શત્રુ શત્રુનું જે નુકશાન કરે, તેના કરતાં ખોટે રસ્તો દોરાયેલું મન વધારે નુકશાન કરે છે. ૧૦.

જેટલો લાભ સારે રસ્તે દોરાયેલું મન કરી શકે છે, તેટલો લાભ માતા, કે પિતા કે બીજો કોઇ સ્વજન કરી શકશે નહિ. ૧૧.



# પ્રકરણ ૪ થું.

## પુષ્પ વર્ગ.

આ પૃથ્વી, યમલોક, અને દેવલોક ઉપર કોણ વિજય મેળવશે? જેવી રીતે ચતુર મનુષ્ય શુદ્ધ પુષ્પને શોધી કાઢે છે, તેવી રીતે સદ્ગુણનો સિદ્ધો માર્ગ કોણ શોધી કાઢશે? ૧.

મુમુક્ષુજ આ પૃથ્વી, યમલોક અને દેવલોક ઉપર જય મેળવશે. જેવી રીતે ચતુર મનુષ્ય પુષ્પને શોધી છે, તેવી રીતે મુમુક્ષુ સદ્ગુણનો માર્ગ શોધી કાઢે છે. ૨.

જે મનુષ્ય આ શરીરને પાણીના પરપોટા સમાન, અથવા તો ઝાંઝવાનાં નીર સમાન ગણે છે, તે મારદેવનું પુષ્પની અણીવાળું તીર ભાગી નાખશે, અને યમરાજને કદાપિ જોશે નહિ. ૩.

જેવી રીતે નદીનું પૂર ઉંઘતા ગામને ઘસડી જાય છે, તેવી રીતે જે પુષ્પ એકઠાં કરે છે,* અને જેનું મન અસ્થિર હોય છે, તેને મરણ ખેંચી જાય છે. ૪.

જે મનુષ્ય પુષ્પો એકઠાં કરે છે, અને જેનું મન અસ્થિર છે, તે પોતાની સુખની ઇચ્છા તૃપ્ત કરે તે પહેલાં તો મૃત્યુ તેને વશ કરી લે છે. ૫.

જેવી રીતે એક મધમાખી પુષ્પમાંથી રસ પીએ છે, પણ પુષ્પને કે તેના રંગને કે તેની સુગંધને ઇજા કરતી નથી, તેવી રીતે ભિક્ષુકે નગરમાં રહેવું જોઈએ. ૬.

---

* પુષ્પ એકઠાં કરવાં એ બાળકની રમત છે; માટે પુષ્પ એકઠાં કરનાર એ વિશેષણથી વિષયસુખમાં ગરક થયેલો બાળજીવ સમજવો.

ભિક્ષુકે બીજાની માંઠી આદતો, અથવા નહિ કરવાનાં કામ કરીને કરેલાં પાપો, અથવા કરવા યોગ્ય કામ નહિ કરીને કરેલાં પાપોને લક્ષમાં લેવાં નહિ, પણ પોતાના દુરાચરણો અને પોતાની ભૂલોને લક્ષમાં લેવી જોઈએ. ૭.

જે મનુષ્ય કહ્યા પ્રમાણે વર્તતો નથી, તેના સુંદર પણ અનુપયોગી શબ્દો રંગવાળા, પણ ગંધ વગરના સુંદર પુષ્પ જેવા છે. ૮.

પણ જે મનુષ્ય કહ્યા પ્રમાણે વર્તે છે, તેના સુંદર અને ઉપયોગી શબ્દો રંગવાળા તેમજ સુગંધવાળા સુંદર પુષ્પ જેવા છે. ૯.

પુષ્પના ઢગલામાંથી અનેક જાતની માળાઓ બનાવી શકાય, તેવી રીતે એક જન્મેલો મનુષ્ય અનેક સારાં કામો કરી શકે. ૧૦.

પુષ્પોની ગંધ પવનની સામે ફેલાતી નથી, તેમજ ચંદનની, તગરની કે મલ્લીક પુષ્પોની ગંધ પવનની સામે ફેલાતી નથી. પણ સુજનોની સુગંધ પવનની સામે પણ ફેલાય છે અર્થાત્ સુજનનો પ્રભાવ સર્વત્ર પડે છે. ૧૧.

ચંદન કે તગર કમળ કે વસીકી આ બધા પુષ્પોની ગંધ કરતાં સદ્‌ગુણની સુગંધ શ્રેષ્ઠ છે. ૧૨.

ચંદન કે તગરની ગંધ કાંઇ હિસાબમાં નથી, સદ્‌ગુણી મનુષ્યોની ગંધ છેક ઉંચે દેવો સુધી પહોંચે છે. ૧૩.

જેઓમાં આ સદ્‌ગુણો છે, જેઓ કદાપિ અપ્રમત્ત નથી અને જેઓ સદ્‌જ્ઞાનને લીધે મુક્ત છે, તેમને ત્યાં મારદેવને સ્થાન મળતું નથી. ૧૪.

રસ્તામાં નાખેલા ઉકરડામાં પણ મધુર સુગંધ આપનારૂં અને આનંદજનક પુષ્પ ઉગી નીકળે છે, તેવી રીતે કચરાપટી જેવા મનુષ્યોની વચ્ચમાં પણ ખરેખરૂં જ્ઞાન પામેલો બુદ્ધનો શિષ્ય પોતાના જ્ઞાનથી સંસારાસક્ત અંધ મનુષ્યો કરતાં વિશેષ ઝળકી ઉઠે છે. ૧૫–૧૬.

## પ્રકરણ ૫ મું.

---

### બાળ વર્ગ. ( મૂર્ખ )

જાગતા પુરૂષને રાત્રિ લાંબી જણાય છે, થાકેલાને ગાઉ લાંબા જણાય છે, તેજ પ્રમાણે સદ્‌નિયમને નહિ જાણનાર મૂર્ખને જીવન લાંબુ ( કંટાળા ભરેલું ) લાગે છે. ૧.

જો કોઈ મુસાફરને તેના માર્ગમાં તેનાથી ઉત્તમ અથવા તેના સરખો મનુષ્ય ન મળે તો તેણે દૃઢ રીતે નિર્જન માર્ગમાં મુસાફરી કરવી, પણ મૂર્ખની સાથે મિત્રતા કરવી નહિ. ૨.

આ પુત્રો મારા છે, આ ધન મારૂં છે, એવા વિચારથી મૂર્ખ દુઃખી થાય છે. તે પોતાની જાતનો માલીક નથી તો પછી પુત્ર અને ધનની તો વાતજ શી ? ૩.

જે મૂર્ખ પોતાની મૂર્ખતા સમજે છે, તેટલે અંશે તે ડાહ્યો છે. પણ જે મૂર્ખ પોતાને ડાહ્યો ગણે છે, તે ખરેખર મૂર્ખ કહેવાય છે. ૪.

મૂર્ખ મનુષ્ય આખી જીંદગી સુધી જ્ઞાની પુરૂષના સંગમાં રહે તોપણ, જેમ કડછી દુધપાકનો સ્વાદ જાણતી નથી તેમ, તે મૂર્ખ સત્યનો અનુભવ કરી શકશે નહિ. ૫.

જો બુદ્ધિમાન્ પુરૂષ એક ક્ષણવાર જ્ઞાની પુરૂષના સંસર્ગમાં આવે તો, જેવી રીતે જીભ દુધપાકનો સ્વાદ જાણી શકે છે તે રીતે, તે બુદ્ધિમાન્ પુરૂષ સત્યનો અનુભવ કરી શકે છે. ૬.

થોડી બુદ્ધિવાળા મૂર્ખ મનુષ્યો જાતેજ પોતાના મોટા શત્રુઓ હોય છે. કારણ કે તેઓ ખરાબ કામ કરે છે, જેનાં તેમને કડવાં ફળ ભોગવવાં પડે છે. ૭.

જે કામને વાસ્તે મનુષ્યને પશ્ચાત્તાપ થાય, અને જેનું ફળ રડતે રડતે અને આંખમાં આંસુ સાથે ભોગવવું પડે તે કામ ખચીત બરાબર થયેલું નથી. ૮.

જે કામને વાસ્તે મનુષ્યને પશ્ચાત્તાપ ન કરવો પડે અને જેનું ફળ આનંદથી અને ખુશમીજાજથી તે અનુભવે તે કામ ખરેખર સારી રીતે થયેલું છે. ૯.

જ્યાં સુધી ખરાબ કામનું ફળ આવ્યું નથી, ત્યાં સુધી મૂખ મનુષ્ય ધારે છે કે તે મધ જેવું છે, પણ જ્યારે તે ફળ પકવ થાય છે, ત્યારે તે મૂર્ખ દુઃખ અનુભવે છે. ૧૦.

મૂર્ખ માણસ હરહમેશ યતિની માફક કુશ નામના ઘાસની અણીવતી ભલે ખાય, છતાં જેણે ધર્મનું બરાબર સેવન કર્યું છે, તેને સોલમે ભાગે પણ તે નથી. ૧૧.

જેમ તાજું દોહેલું દુધ એકદમ બગડી જતું નથી, તેમ ખરાબ કામનું ફળ એકદમ આવતું નથી, રખ્યાથી ઢંકાયેલા પણ અંદર ભભુકતા અગ્નિની માફક તે ખરાબ કામ મૂર્ખ મનુષ્યની પાછળ જાય છે. ૧૨.

જ્યારે ખરાબ કામ જાહેર થાય છે, ત્યારે તે મૂર્ખને દિલગીરી ઉપજાવે છે; તે તેના ચળકતા ભાગ્યનો નાશ કરે છે અને મૂર્ખનું માથું ઉડાવી દે છે. ૧૩.

કેવળ મૂર્ખ મનુષ્યજ ખોટી કીર્તિની, ભિક્ષુકોમાં આગળ આવવાની, આશ્રમમાં પ્રભુત્વ પામવાની, અને લોકોમાં પૂજાવાની અભિલાષા રાખે! ૧૪.

ઉપાસક તેમજ ભિક્ષુક ( સંસારી તેમજ ત્યાગી ) આ કામ મેં કર્યું એમ વિચારે અને તેઓ કરવા યોગ્ય તેમજ નહિ કરવા યોગ્ય દરેક કામમાં મારી ઇચ્છા પ્રમાણે ચાલે—આવી મૂર્ખની ઇચ્છા હોય છે; આથી તેનો અહંકાર અને તૃષ્ણા વૃદ્ધિ પામે છે. ૧૫.

એક માર્ગ ધન તરફ લેઈ જાય છે. બીજો માર્ગ નિર્વાણ ભણી લેઈ જાય છે, બુદ્ધનો શિષ્ય—ભિક્ષુક જો આ બાબત સમજતો હોય તો તે કીર્તિને વાસ્તે પ્રયત્ન કરશે નહિ, પણ સંસારમાંથી મુક્ત થવાને ઉદ્યમી થશે. ૧૬.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### પંડિત વર્ગ ( ખરો જ્ઞાની. )

જે મનુષ્ય ત્યાગ કરવા લાયક શું છે તે બતાવે, જે ઠપકો આપે, અને બુદ્ધિશાળી હોય, તેવો જ્ઞાની મનુષ્ય જો તમને મળે તો, કોઈ ખાનગી ભંડાર બતાવનારની પાછળ પાછળ તમે જાઓ છો, તેમ તેને અનુસરજો. જે તેવા જ્ઞાની અનુસરશે તેની દશા બગડશે નહિ પણ વધારે સારી થશે. ૧.

તે જ્ઞાની પુરૂષને સલાહ આપવા દો, ઉપદેશ આપવા દો, અને જે અયોગ્ય હોય તેમાંથી પાછા હઠવાનું કહેવા દો. તે

દેવોને પણ વલ્લભ (પ્રિય) થશે, કેવળ ખરાબ મનુષ્યોજ તેને ધિક્કારશે. ૨.

ખરાબ કામ કરનારાને તમારા મિત્ર બનાવતા ના; હલકા મનુષ્યો સાથે મૈત્રી રાખતા ના; સદ્ગુણી મનુષ્યો સાથે મૈત્રીનો સંબંધ રાખો. ઉત્તમ મનુષ્યો સાથેજ મૈત્રી રાખો. ૩.

જે ધર્મ–અમૃત પીએ છે, તે શાંતચિત્તથી અને સુખમાં વસે છે. બુદ્ધોએ ઉપદેશેલા ધર્મના નિયમોમાં વિદ્વાન્ સર્વદા આનંદ માને છે. ૪.

કૂવા ખોદનારાજ પાણીને મરજી માફક દોરી જાય છે. તીરકામઠાવાળા તીરને મરજી મુજબ વાળે છે. સુતાર લાકડાના ઢીમચાને જેવું રૂપ આપવું હોય તેવું આપે છે, તેજ રીતે વિદ્વાન્ પુરૂષો પોતાની જાતના રચનારા છે. ૫.

જેવી રીતે મજબૂત ખડક પવનથી હાલતી નથી, તેવી રીતે સુજ્ઞ પુરૂષ પ્રશંસા કે નિંદાથી ડગતો નથી. ૬.

ધર્મનું શ્રવણ કરવાથી, સુજ્ઞ પુરૂષ ઉંડા, સુંવાળા અને શાંત સરોવર જેવો શુદ્ધ અને ગંભીર થાય છે. ૭.

સઘળા સંજોગોમાં સુજ્ઞ મનુષ્યો સાવધતાથી વર્તે છે. ઇન્દ્રિયોના વિષયોની તૃપ્તિની ઇચ્છાથી સુજ્ઞ મનુષ્યો બોલતા નથી. સુખમાં કે દુઃખમાં જ્ઞાની પુરૂષો બહુ ફુલાઈ જતા નથી કે દીન (ગરીબ મુખવાળા) બની જતા નથી. ૮.

પોતાને વાસ્તે કે બીજાને વાસ્તે જે પુત્રની, ધનની કે સત્તાની ઇચ્છા કરતો નથી, તેમજ અયોગ્ય રસ્તે પોતાના વિજય-

ની ઇચ્છા કરતો નથી, તેજ મનુષ્ય સારો, જ્ઞાની અને સદ્‌ગુણી છે. ૯.

જેઓ સંસારરૂપી સમુદ્રને સામે કિનારે પહોંચે તેવા ( અર્હત્ જેવા ) પુરૂષો આ દુનિયામાં બહુ થોડા છે. બીજા મનુષ્યો કિનારાપર આમતેમ દોડનારા છે. ૧૦.

જેઓ એકવાર ધર્મનું રહસ્ય બરાબર સમજીને ધર્મના નિયમો પ્રમાણે વર્તે છે, તેઓ દુઃખે કરી ઓલંઘી શકાય એવા મૃત્યુના રાજ્યમાંથી પસાર થઈ જાય છે. ૧૧.

સુજ્ઞ મનુષ્યે સામાન્ય જીવનનું અંધકાર દૂર કરવું જોઇએ અને ભિક્ષુ તરીકેનું પ્રકાશિત જીવન ગાળવું જોઇએ. ઘર તજી અનગાર ( ઘરબાર વગરનો ) થઇ એકાંત વાસમાં અલભ્ય આનંદ મેળવવા તેણે પ્રયત્ન કરવો જોઈએ. ૧૨.

સર્વ સુખનાં સાધનોનો ત્યાગ કરીને તેમજ સર્વ વસ્તુઓ ઉપરથી મારાપણાનો હક્ક દૂર કરીને સુજ્ઞ મનુષ્યે મનની સઘળી પીડાઓથી છૂટવું જોઇએ. ૧૩.

જેઓનું મન જ્ઞાનના સાત તત્ત્વો* સારી રીતે સમજે છે, જેઓ દરેક વસ્તુ ઉપરથી મમત્વ દૂર કરીને વિરાગ દશામાં આનંદ માને છે, જેઓની વૃત્તિઓ કાબુમાં છે, અને જેઓનું જ્ઞાન પ્રકાશમય છે, તેઓ આ દુનિયામાં રહેવા છતાં પણ મુક્તજ છે. ૧૪.



* બોધિજ્ઞાન મેળવવાના સાતઅંગ બુદ્ધ ધર્મમાં કહેલાં છે; તેમનાં નામ ૧ સ્મૃતિ, ૨ પ્રજ્ઞા, ૩ ઉત્સાહ, ૪ પ્રીતિ, ૫ પસ્યધી, ૬ સમાધિ, અને ૭ ઉપેક્ષા.

